# ટોડની શોધમાં



જેનેટ ચેનેરી

ચિત્ર: બેન શેકટર



# ટોડની શોધમાં

જેનેટ ચેનેરી
ચિત્ર: બેન શેકટર

ટેડી અને એના પિતા શાકભાજીના બગીચામાં હતા.

એ નીંદણ કાઢી રહ્યા હતા.

ટેડીએ એક નીંદણ બહાર ખેંચ્યું,

અને નીચેથી કંઈક ઉછળ્યું!

ટેડી પણ એની સાથે ઉછળ્યો.

"અરે!" એણે કહ્યું.

"દેડકા, તેં મને ડરાવી દીધો!"







ટેડીના પિતાએ છલાંગ લગાવવાવાળા જીવને જોયો.

એની ત્વચા ભૂરી અને ભીંગડાવાળી હતી.

"એ દેડકો નથી," એના પિતાએ કહ્યું.

"એ એક ટોડ (મોટી જાતનો દાંત વિનાનો દેડકો) છે."

"પણ એ એક દેડકા જેવોજ દેખાય છે,"

ટેડીએ કહ્યું.

ટેડી બેસી ગયો અને પોતે દેડકાની જેમ

કૂદવાની કોશિશ કરી.

"તમને કેવી રીતે ખબર પડી કે એ એક
ટોડ છે?" ટેડીએ પૂછ્યો.



ટોડ દેડકા કરતા મોટો દેખાય છે, અને એની

ત્વચામાં ગઠ્ઠા હોય છે," એના પિતાએ કહ્યું.

"દેડકાની ત્વચા મુલાયમ હોય છે અને એ

પાણી પાસે રહે છે.

ટોડ બગીચામાં કે ઘાસના મેદાનમાં

રહે છે, અથવા તળાવમાં, અથવા ત્યાં જ્યાં

કીટ હોય છે."

"જો હું એને અડું તો શું મને મસા થઈ

જશે?" ટેડીએ પૂછ્યું.

"પીટરે કહ્યું કે એને એનો મસો

એક ટોડ પાસેથી મળ્યો હતો."

"મને એવું નથી લાગતું," એના પિતાએ કહ્યું,

"પણ આપણે ડો. બાર્લોને પૂછી શકીએ."

ટેડીએ ટોડ તરફ જોયું.

એના શરીર ઉપર બધે મસા હતા!



જયારે એ ઘરે પાછા ફર્યા, તો ટેડીએ ડો. બાર્લોને ફોન કર્યો.

"હેલો, ડો. બાર્લો," ટેડીએ કહ્યું, "શું ટોડને અડવાથી મસા થઈ જાય?"

"નહીં," ડો. બાર્લોએ કહ્યું.

"શું તારા શરીર પર ટોડ જેવા મસા છે?" ડો. બાર્લોએ પૂછ્યું.

"ના, મને મસા નથી," ટેડીએ કહ્યું, "પણ મેં આજે એક ટોડને જોયો છે. શું એનાથી મને મસો થઈ જશે?"



"નહીં," ડો. બાર્લોએ કહ્યું.

"એનાથી તને કંઈ નહીં થાય. તને કેવી રીતે ખબર પડી કે એ દેડકો નથી પણ ટોડ છે?"



"કારણકે અમે એને બગીચામાં જોયો," ટેડીએ કહ્યું,

"અને એની ત્વચા ભીંગડાવાળી હતી."

"ઓહ," ડોકટરે કહ્યું.

"એ એક ટોડ જેવો લાગતો હતો."

"શું એણે નાની છલાંગ લગાવી કે લાંબી

છલાંગ લગાવી?"



"મોટી છલાંગ," ટેડીએ કહ્યું.

"તો એ દેડકો જ હશે," ડો. બાર્લોએ કહ્યું.

ટેડીએ યાદ કરવાની કોશિશ કરી.

શું એણે એક મોટી છલાંગ લગાવી હતી?

કે પછી એ નાની છલાંગ હતી?

"હું ફરીવાર જોઇશ," ટેડીએ કહ્યું.

"ધન્યવાદ, ડો. બાર્લો."

બીજે દિવસે બપોરે ટેડી અને પીટર બગીચામાં
એ ટોડની શોધમાં ગયા.

એણે ટામેટાંની આસપાસ જોયું,

કઠોળની નજીક જોયું,

એણે ગાજર અને મૂળામાં,

અને વટાણાના વેલાની નીચે પણ જોયું.

પણ એને ટોડ ક્યાંય મળ્યો નહીં.





ટેડીને એના પિતાએ કહેલું યાદ આવ્યું.

"ટોડ ત્યાં રહેવાનું પસંદ કરે છે જ્યાં ઘણા

કીટ હોય છે," ટેડીએ કહ્યું.

"ચાલો, તો આપણે તળાવ પાસે જઈને એને શોધીએ?"

પીટરે કહ્યું.

"ત્યાં ઘણા ટોડ છે. ત્યાં મને એક વાર

મચ્છર કરડી ગયું હતું."

"ત્યાં મને એક વાર મધમાખીએ ચટકો ભર્યો હતો,"
ટેડીએ કહ્યું.

"ઠીક છે, ચાલ ત્યાં જઈને જોઈએ," પીટરે કહ્યું.

એ રસ્તાને પાર પોલીવોગ તળાવ ગયા.

લાંબી ઘાસમાં થઈને જેવા એ તળાવ પાસે પહોંચ્યા, તો એણે એક છપાક નો અવાજ સાંભળ્યો.

પાણીની સપાટી પર પાણીની લહેર દેખાણી.

"એ એક ટોડ છે!" ટેડીએ બૂમ પાડી.

"નહીં, ટોડ મોટા અને ભીંગડાવાળા હોય છે અને એ નાની છલાંગ લગાવે છે," પીટરે કહ્યું.

"એ લાંબો અને પાતળો હતો, અને એણે લાંબી છલાંગ લગાવી હતી."







ત્યાં તળાવની વચ્ચે એને એક નાનું માથું દેખાયું.

એ ભૂરું અને લીલું હતું.

એની ત્વચા સુંવાળી હતી, એને કોઈ મસા ન હતા.

"મને લાગે છે કે એ એક દેડકો હશે," ટેડીએ નિસાસો નાખ્યો.

"આપણે ચૂપ રહીયે," એણે ધીમા અવાજે કહ્યું, "કદાચ એ બહાર આવશે."

બંને મિત્રો ઘૂંટણ પર બેસી ગયા.

એ સરકીને તળાવની બધી બાજુ ફરતા રહ્યા.

ત્યાં ભૂરા અને લીલા માથાએ ડૂબકી લગાવી!

અને પછી એ ગાયબ થઈ ગયો.

ટેડીએ ટોડની જેમ છલાંગ મારવાની કોશિશ કરી.

પીટરે દેડકાની જેમ એક મોટી છલાંગ લગાવી.

અચાનક પીટર અટકી ગયો.

એને સામે એક કાચબો દેખાયો.



"એ પીળો અને કાળો છે!" પીટરે બૂમ પાડી.

"એ એક સારો કાચબો છે!"

"શું એ બટકું ભરશે?" પીટરે પૂછ્યું.

"ચાલો જોઈએ," ટેડીએ કહ્યું.

એણે ઘાસના એક ટૂકડાથી કાચબાના નાકમાં ગલીપચી કરી.





કાચબાએ એની માથું એના કોટલામાં ખેંચી લીધું.

પીટર અને ટેડીએ એને એવું કરતા જોયો.

કાચબાએ એનું માથું થોડું બહાર કાઢ્યું.

એણે એક ખડમાકડીને ફૂલ પર બેઠેલું જોયું.

જોતજોતામાં કાચબાએ એનું માથું બહાર કાઢ્યું અને ખડમાકડીને ખાઈ ગયો.

"મને લાગે છે કે એ બટકું ભરતો હશે," પીટરે કહ્યું.

"ચાલો અપણે આપણા ટોડને શોધીયે."



ટેડી તળાવના કિનારે એક ચટ્ટાન પર બેસી ગયો.

પીટરે ઘાસમાં ધ્યાનથી જોયું.

પછી એ એના પેટ પર સૂઈ ગયો અને પાણીને જોવા લાગ્યો.

"અચ્છા, તું તળાવમાં જો," ટેડીએ કહ્યું, "અને હું બીજી બધી જગ્યામાં જોઉં છું."

એણે ધીરેથી એનું માથું ફેરવ્યું.

"અહીં કોઈ ટોડ નથી," પીટરે કહ્યું, "અહીં ફક્ત નાની માછલીઓ છે."

"ઉભો રહે!" એણે બૂમ પાડી.

"અહીં કંઈક અજબ છે!"



"શું?" ટેડીએ પૂછ્યું.

"જરા આવીને જો," પીટર ધીમેથી બોલ્યો.

ટેડી પીટર પાસે ગયો.

એણે પાણીમાં જોયું.





"એક સલામેન્ડર (કાચિંડા જેવું એક પ્રાણી)!" ટેડીએ કહ્યું.

"એના લાલ ટપકા સાથે," પીટરે કહ્યું.

"શું વાત છે! એક લાલ ટપકાવાળો સલામેન્ડર," ટેડીએ કહ્યું.

"એને જો. એ પાણીના કીડા ખાઈ રહ્યો છે," પીટરે કહ્યું.

એણે સલામેન્ડરને પાણીમાં અહીં-તહીં ફરતા જોયો.

એણે પાણીના ત્રણ કીડા ખાધા અને એક પોલીવોગનો પીછો કર્યો.

"શું પોલીવોગ બેબી માછલી હોય છે?" પીટરે પૂછ્યું.

"નહીં," ટેડીએ કહ્યું, "એ દેડકાના બચ્ચા હોય છે."

"તો ટેડપોલ શું હોય છે?" પીટરે પૂછ્યું.

"મને ખબર નથી," ટેડીએ સ્વીકાર્યું.

"ચાલ તારા પિતાજીને જઈને પૂછીએ," પીટરે કહ્યું.

જેવા એ જઈ રહ્યા હતા, ત્યાં ઊંચી નીંદણમાં એક અવાજ આવ્યો.



એમણે ધ્યાનથી જોયું, પણ ફક્ત એક નાની લહેર દેખાણી.

ઘાસ એવી રીતે હલી રહ્યું હતું જાણે હવા ચાલી રહી હોય.

રાતના જમવાના સમયે ટેડીએ એના પિતાને જણાવ્યું.

"પીટર અને મેં એ ટોડને બગીચામાં, રસ્તા પર, અને તળાવની આસપાસ શોધ્યો. પણ અમે એને ક્યાંય શોધી ન શક્યા."

"શું તળાવમાં કોઈ ટોડ નથી?" ટેડીની માઁએ પૂછ્યું.

"મને લાગ્યું કે ત્યાં ઘણા હશે."





"નહીં," ટેડીએ કહ્યું. "એ બધા દેડકા હતા. એને મસા ન હતા. એની ત્વચા મુલાયમ હતી. એ ટોડની જેમ કૂદી રહ્યા પણ ન હતા. એ તળાવમાં છલાંગ લગાવી રહ્યા હતા."

"લાગે છે તું દેડકા અને ટોડ વિષે ઘણું બધું જાણે છે," ટેડીની માઁએ કહ્યું.

"હા," ટેડીએ કહ્યું, "પણ મને એ ટોડ ન મળ્યો જે અમે બગીચામાં જોયો હતો.

પીટર અને મેં એક દેડકો જોયો અને એક લાલ ટપકાંવાળો સલામેન્ડર પણ, અને એક કાળો

અને પીળો કાચબો જે એક ખડમાકડી ખાઈ ગયો,

અને અમે ઘાસમાં એક અવાજ પણ સાંભળ્યો –

મને લાગે છે કે એ એક સાપ હતો - પણ અમને કોઈ ટોડ ન મળ્યો."

"કદાચ કાલ સુધીમાં એક બીજો ટોડ આવી જશે," ટેડીના પિતાએ કહ્યું.

"પણ હવે સૂવાનો સમય થઈ ગયો છે," એની માઁ એ કહ્યું. "હવે સૂવા ચાલ."



"ઠીક છે," ટેડીએ કહ્યું, પણ એ જલ્દીથી ન ચાલ્યો.

એ એના હાથ અને ઘૂંટણ પર ધીમે-ધીમે ગયો.

પહેલા એક પગ,

પછી એક હાથ,

પછી બીજો પગ,

પછી બીજો હાથ.

"જલ્દી કર, ટેડી," એની માઁએ કહ્યું.

"હું જલ્દી ન કરી શકું. હું એક કાચબો છું," ટેડીએ બહુ ધીરેથી કહ્યું.

"આપણે એ ટોડને શોધવો પડશે," ટેડીના પિતાએ કહ્યું,

"એટલે તું ફરી કૂદી શકે."



ટેડી આખરે ઉપરના પગથિયે પહોંચ્યો.

નાહતી વખતે એ એક સલામેન્ડર બની ગયો.

એ ટબમાં અહીં-તહીં ઘૂમ્યો.

સાબુ એક પાણીનો કીડો હતો,

પણ એનો સ્વાદ બહુ સારો ન હતો.



એની માઁએ એને ગુડ-નાઈટ કર્યું.

એના પિતાએ એને એક દેડકાની વાર્તા સંભળાવી જે હકીકતમાં એક રાજકુમાર હતો. ટેડી સૂઈ ગયો અને ટોડના સપના જોવા લાગ્યો.

બીજે દિવસે સવારે ટેડીની માઁએ કહ્યું,
"ચાલો આજે આપણે રાતે તળાવ કાંઠે
પિકનિક મનાવીએ."

"ભલે," ટેડીના પિતાએ કહ્યું.

"શું પીટર આપણી સાથે આવી શકે?"
ટેડીએ પૂછ્યું.

"જરૂર," એની માઁએ કહ્યું.



એ સાંજે એ બધા ગલીમાંથી ચાલતા તળાવ સુધી ગયા. ટેડીના પિતાએ પિકનિકની ટોપલી ઉપાડી. એની માઁએ સ્વેટર લીધા અને પક્ષીઓને જોવા માટે દૂરબીન પણ.

ટેડીએ લીંબુ પાણીનો થર્મોસ જગ ઉઠાવ્યો.

પીટરે માર્શમેલો ને શેકવા અને કાચબાને ભગાવવા એક લાંબી છડી લીધી.







એ તળાવને કિનારે બેસી ગયા.

ટેડીના પિતાએ ખાવાની ટોપલી ખોલી.

બધાએ બાફેલા ઈંડા ખાધા.

ટેડીની માઁએ દૂરબીનથી એક પક્ષી જોયું જે
એલ્મના વૃક્ષ પર બેસીને ગાઈ રહ્યું હતું.



"એ એક થ્રશ પક્ષી છે," એણે કહ્યું.

માઁએ દૂરબીન ટેડીના પિતાને આપ્યું.

"શું તમે ગાયન સાંભળીને કહી શકો છો કે એ પંખી ક્યુ છે?" પીટરે પૂછ્યું.



"એક દેડકા અને એક ટોડ વચ્ચે શું ફરક હોય છે?" ટેડીએ પૂછ્યું.

"શું એના અવાજ પણ અલગ-અલગ હોય છે?"

"હા," પિતાજીએ કહ્યું.

"દરેક પ્રકારના દેડકા અને દરેક પ્રકારના ટોડનો પોતાનો એક વિશેષ અવાજ હોય છે. જો તું દેડકા અને ટોડનો નિષ્ણાત બની જઈશ તો એના અવાજ વચ્ચે ના ફરકને પણ ઓળખી શકીશ."

"હા," ટેડીની માઁએ કહ્યું.

"દરેક પ્રકારના પક્ષીનું એનું વિશેષ ગાયન હોય છે. જયારે તમારી એની સાથે સારી મિત્રતા થઈ જશે, ત્યારે તમને એના ગાયન અલગ-અલગ લાગશે - જેમ બિલાડીનું મ્યાઉં અને કૂતરાના ભૂંકવા વચ્ચેનો ફરક."





પીટર અને ટેડીએ થ્રશનું દૂરથી ગાયન સાંભળ્યું.

"માઁ પક્ષીઓ વિષે ઘણું બધું જાણે છે," ટેડીએ કહ્યું.

"તારા પિતાજી ટોડ વિષે ઘણું બધું જાણે છે," પીટરે કહ્યું.

"શું કોઈ સેન્ડવિચ ખાશે?" ટેડીના પિતાજીએ પૂછ્યું.

અને બધાએ કાકડીની સેન્ડવિચ ખાધી.

"ચાલો પોલીવોગને સેન્ડવિચ ખવડાવીએ," પીટરે કહ્યું.

એણે એની સેન્ડવિચ નો એક ટુકડો લીધો અને એને પાણીમાં ફેંકી દીધો.

ટુકડો ધીરે-ધીરે પાણીમાં ડૂબી ગયો. ત્યાં એક નાની માછલી તરીને ઉપર આવી અને એને પકડી લીધો.





"ટેડપોલ શું હોય છે?" ટેડીએ એના પિતાજીને પૂછ્યું.

"એ પોલીવોગ જેવાજ હોય છે," એના પિતાજીએ કહ્યું.

"તમારો મતલબ છે એ દેડકાના બચ્ચા છે?" પીટરે પૂછ્યું.



"શું તમને ખબર છે કે પોલીવોગ ક્યાંથી આવે છે?" પિતાજીએ પૂછ્યું.

"પોલ નો અર્થ છે માથું,"પીટરે કહ્યું,

"શું વોગનો અર્થ છે દેડકો?"

"નહીં," ટેડીના પિતાએ કહ્યું.

"આ બીજા એક જૂના શબ્દમાંથી આવ્યો છે

જેનો અર્થ છે આમતેમ ઉપર નીચે ઝડપથી ખસવું (વીગલ)."

ટેડીના પિતાએ કહ્યું, "એ દેડકાના અથવા ટોડના બચ્ચા છે."

"પોલ માથા માટે એક જૂનો શબ્દ છે.

ટાડ ટોડ માટે એક જૂનો શબ્દ છે.

એટલે ટેડપોલ કોઈ ટોડ

નું માથું હોય છે."





"માથાનું જીગલ!" ટેડીએ બૂમ પાડી.

એણે એનું માથું પીટર તરફ ધીમે-ધીમે ઝુલાવ્યું.



પીટરે કાચબાની જેમ એનું માથું ખમીસની અંદર-બહાર કર્યું.

"કેળા, મીઠાઈ, કે ફ્રૂકીસ?" ટેડીની માઁએ પૂછ્યું.

એક દેડકો તળાવની બીજી બાજુ સરોડામાં ડ્રાંઉં-ડ્રાંઉં કરવા લાગ્યો.

"એ દેડકો મારૂં કેળું લઈ શકે છે, પણ મને ફ્રૂકી જોઈએ છે," પીટરે કહ્યું.





એ જ દેડકા પાસે બીજો દેડકો ડ્રાંઉં ડ્રાંઉં કરવા લાગ્યો.

ટેડીએ દૂરબીનથી બીજા દેડકાને શોધવાની કોશિશ કરી.

ત્રીજો લાંબો અને ઊંચો ડ્રાંઉં ડ્રાંઉં નો અવાજ નજીકથી આવ્યો.

ટેડીએ એના દૂરબીનથી જમીન તરફ જોયું અને એને શોધવાની કોશિશ કરી.

"મને એક મહાકાય કીડી દેખાય છે જે એક વૃક્ષના થડ પર ચઢી રહી છે અને

એક શલભ જે પક્ષી જેટલું મોટું દેખાય રહ્યું છે, અને એક ભૂરા રંગનું થિસલ (એક કાંટાળો છોડ) જે ઘાસની ગંજી જેટલું મોટું દેખાય છે, પણ -

ત્યાં એને ડ્રાંઉં ડ્રાંઉં નો ઘણો મોટો અવાજ ફરી સંભળાયો.

"એ ત્યાં છે!" ટેડીએ બૂમ પાડી.

"એ કેટલો મોટો દેડકો છે!" એણે કહ્યું.

"જરા મને જોવા દે," પીટરે કહ્યું.

પીટરે પણ દૂરબીન થી જોયું.

"એ દેડકો નથી, ટેડી," પીટરે રાડ પાડી.

"એ એક ટોડ છે!"

"એક ટોડ?" ટેડીએ કહ્યું.

બધા એને જોવા ગયા.

એણે ત્રણ નાની છલાંગો લગાવી.

"એ નિશ્ચિતરૂપથી એક ટોડ છે"

ટેડીના પિતાજીએ કહ્યું.



"હા," ટેડીએ રાહતનો ઊંડો નિસાસો મૂકતા કહ્યું.

"એ નિશ્ચિતરૂપથી એક ટોડ છે!"



સમાપ્ત